કેરડીવાળા માધવજી ભાઇચંદ શેઠ તરફથી

ભાઇ જીવરાજના લગ્ન પ્રસંગે ભેટ

( રાજકોટ તા. ૧-૫-૩૯ [illegible] ગુરુવાર. )

# સંદેશ અને ભાવના





પ્રકાશક:

શ્રી જૈન સસ્તુ સાહિત્ય પ્રચારક કાર્યાલય,

કલોલ.

# વિજ્ઞાપન !



ગુજરાતી કોપીરાઇટ-સ

જૈન સમાજમાં સસ્તા સાહિત્યની માત્ર જૂજ સંસ્થાઓ છે. આ સંસ્થાને હજુ પૂરા બાર માસ પણ થયા નથી છતાં તેણે પ્રકટ કરેલ ઉત્તમ અને સસ્તા સાહિત્યથી સમાજે આ સંસ્થાને સંપૂર્ણ આદર આપ્યો છે. અને તેના વિકાસનો ઘણો હિસ્સો આપ્યો છે.

આ સંસ્થા અમુક ગચ્છના સાંકડા વર્તૂલમાં ગોંધાઇ ન રહેતા નિડરપણે સાહિત્ય પ્રકટ કરે છે. આપને નમ્ર વિનંતી છે કે આપનું નામ શિઘ્રતાથી નોંધાવશો.

ચાળીસ ઉપર મેમ્બરો થઇ ગયા છે.

વાર્ષીક લવાજમ પો. ખ. સાથે માત્ર રૂ. ૫)

વિશેષ હકીકત માટે પૂછો યા મળોઃ—

**શ્રી જૈન સસ્તુ સાહિત્ય પ્રચારક કાર્યાલય, કલોલ.**

# સંદેશ અને ભાવના

## આપણો વાણીયો

"વાણીયો" શબ્દ કાને પડતાં [illegible] પાઘડી, [illegible] ખેસ, ઉઘાડા પગ, એની કાલી વાણી, સ્વાર્થપરાયણતા, મોંના અને હાથના એક જુદા જ પ્રકારના ચાળા નજરે તરી આવે છે.

આ વાણીયો મુળથી જ આવો ન્હોતો. જુની અને ઉજળી સંસ્કૃતિનો એ વારસ છે.

"વહાણીઆ" શબ્દનું બગડેલું રૂપ અને અવતાર એ આજનો વાણીયો. આજની પેરે પહેલાનો વાણીયો એની '**બજારની ડોકાને**' બેસી ભાવ ભરી ગજ વેતરી સાંજ પડે બે વિશ્વાસી મળે પોતાની ઉદાસી ટાળી એની ચંચળીના હાથના બે ઉના ફુલકા ખાઈ આનંદ ન્હોતો માનતો. એ

ચાર શેરોની કે બે પાંચ ખાંડીની દલાલી કે ફીચરીયાના નંબર લગાડી પોતાની ભાગ્યપરીક્ષા ન્હોતો કરતો. એના જીવનમા સાહસ હતું, ઉમંગ હતો, મહત્વાકાંક્ષા હતી. એની વાણીમાં ઓજસ હતાં. એના પગના દરેક ડગલામાં ગૌરવ હતું. એની બુદ્ધિયે રાજા રાવણના રાજ્ય સલામત ગણાતાં. બળ અને બુદ્ધિનો અજબ સંગમ એનામાં હતો. એની આંખનો ખુણો લાલ થતાં મહારાજ્યોના પાયા હાલવા માંડતા. એ રીસાતો તો રાજાઓ ઉઠીને મનાવવા જતા. એ અસહકાર કરે તો રાજ્યના ચક્રો સ્થંભી જતા. એના મહાજનનો કોપ થતાં મુંછપર લીંબુ રાખનારા ઇતિહાસના પાને અમર થયેલા ભલભલા રાજવીયો એને મનાવવા જતા. આના પુરાવા ઘણાય રાજ્યોએ મહાજનોને કરી આપેલા દસ્તાવેજો પુરા પાડે છે. મહાજન એટલે વાણીયો. વાણીયો એટલે મહાજન. પ્રજાનો પ્રતિનિધી. રાજ્યનો જુલમ થતા એની દુકાનના હાટ બંધ થતાં રાજાઓનાં ઘમંડ અને અત્યાચાર સામેનો આ મુંગો પણ સફળ અસહકાર રાજ્યોને થથરાવતો. શહેનશાહતો પર શહેનશાહતો તુટી છતાંય હજુ મહાજનો ઉભા છે, **બાદશાહથીય અધિક આ શાહ** એ કોઇ અજબ વ્યક્તિ અને ગજબ સંસ્થા હતી.

**આજે એ ભૂતકાળની મહાનતાના દોદળા ખંડીયેર સમો રહ્યો છે.** આજે એ એ નથી રહ્યો. આજે એ એને એ છે. એના મહાજનોયે એના એ છે પણ અંદરથી પ્રાણ ચાલ્યો ગયો છે.

આજે એના મહાજનોમાં શક્તિ નથી. બ્હારની કે એની અંદરની વ્યક્તિને એને માટે માન નથી. એ રહે કે તુટે એની કોઇને પરવા નથી. અને એ જીવી શકે એટલી લાયકાતવાળી સંસ્થાયે રહી પણ નથી; કેટલાક સ્થળે મહાજન શબ્દ જેટલીયે લાયકી એ સંસ્થામાં રહી નથી. પોતાના બચ્ચાં ખાતી સાપણ જેવી આ સંસ્થા રહી છે. એ લડી શકે છે પણ તે પોતાના નીજ સાથે. એ જીવી શકે છે પણ તે મરણના અભાવેજ; **એ શૂરો રહ્યો છે પણ એના વરઘોડે કે એની વાણીયાણી પર.** સમયે એનાપર ઘણો ફેરફાર કર્યો છે.

આ ડાહી માનો દીકરો એની ન્યાત કે મહાજનની પટેલાઇમાં કે બે રાંડીરાંડોના ખર્ચ બાંધી પોતાની પોતાના સત્તાની સીમા ન્હોતો જોતો. એને આજના આ "આપણા વાણીયા" ની સ્વપ્નામાંયે ન આવી શકે એવા રાજ્યોના

પ્રધાન પ્રાંતોના સુબા અને લશ્કરના સેનાપતિ બનવાની ઇચ્છા શક્તિ, અને તાકાદ એના મહાન્ પિતામહોમાં હતી. આનું દૃષ્ટાંત એ જ આપણા મુંજાલો અને ઉદામહેતાઓ પૂરૂં પાડે છે.

આજે દસ રૂપીઆના હવાલદારથી ડરતો ધ્રૂજતો વાણીયો અને ગૂર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહ દેવના પ્રચંડ કોપનો ભોગ થયેલા યુવરાજ કુમારપાળને રાજસત્તા અને રાજ્યકોપ સામે આશરો આપનાર ખંભાતનો હાકેમ ઉદો મહેતો એ પણ વાણીયો.

એનું સાહસથી ભર્યું જીવન આજે સાહસ વિનાનું થયું છે. દેશાટન એ ભૂલ્યો છે. સાત સાગર ખેડનારા અને વ્હાણવટું કરનારા એ વહાણીઆ કે વાણીયામાંથી આજે ઘણાયે એવા નીકળશે કે જેમણે વહાણ જીંદગીમાં નજરે નહિં જોયું હોય. જાવા, સુમાત્રા, ઓસ્ટ્રેલીયા અને આફ્રિકામા બંદરો પર ગોરાઓના થાણા પડયા તેના સેંકડો વર્ષ પહેલાં, 'યુનીયન જેક' ની પેઠે " લાલ પાઘડી " ના થાણા નાખનાર વાણીઆના વંશ જ આજે દરીયાની પેલે પાર જનારને વાણીયાના સંઘની પેલેપાર કરવાં ગળે લટકતો એસ કેડે બાંધી તૈયાર થઇ જાય છે. **છતાંય દરીયાની**

**પેલેપાર પાકતા, માછલીને ચીરીને** તેમાંથી નીકળતા મોતી એની અખંડ સૌભાગ્યવતીને ગળે અને હાથે પહેરાવવામા એને વાંધો નથી.

ચોપડા લખી શકે અને "સકડ પંચે પંચાણુંથી વધારે ગણીત આવડે, એથી વધારે એની ઇચ્છા નથી. એનો સાહિત્યનો શોખ **ભજનાવળી** કે "**ગજરા મારૂ**" થી ઘણા જ થોડા દ્રષ્ટાંતોમાં આગળ વધ્યો હશે. ત્રણ રૂપિઆના લવાજમનું છાપું પણ બાર મહિને વાજવામાં જોએ. સવા ત્રણ રૂપીઆ જૂના કાગળવાળો આપી જાય એવું હોય તો પડીકા બાંધવા ખાતર લેવામા એને વાંધો નથી. બાકી "**છાપું હડામ.**"

કોનો વરઘોડો કેટલો સાબુઆવાળો અને મોટો હતો અગર કોનો વરો કેવો થયો હતો, એમાં કેટલા મિષ્ટાન્ન હતાં, એ મિષ્ટાન્નમાં મણીકું કે સવામણીકું ઘી હતું અને પ્રસંગોપાત્ત સભ્ય સમાજ નિંદા કહી શકે એવી ટીકાઓ શિવાય બીજી વાતો કરવાનો ભાગ્યેજ એને શોખ હોય છે. **એની સોસાયટી કે કલબ એની પોળનો ચોરો કે શ્રીમંત પાડોશીના મોટા ઓટલા.** સવારના દાંતણ અને

હજામ પતવવાના કામથી રાત્રે ગપ્પા મારવાના બધા કામ એ સ્થળે પતાવી લે છે. **આ જ એનો પ્રેમાભાઇ હોલ.**

છતાંય બધી બાબતોની વાતો કરતાં એનો એના બાપદાદા તરફનો પ્રેમ ઝળક્યા રહે છે. એના બાપદાદા ઘણા મહાન્ હતા, એમને વરઘોડે પ્રેમાભાઈ શેઠ આવ્યા હતા, એની દાદીના શ્રીમંતના વાયણામાં પાચસો માણસ જમાડ્યા હતા, એ બધું ધીરેધીરે એની પોળના એનાથી નાની ઉમ્મરના માણસોને ઘણી જ સચોટ રીતે ઠસાવવા પ્રયત્ન કરે છે, અને પછી આ જમાનાના જુવાનીયા પર એનું ઘરડું, મીઠું હાસ્ય કરે છે, આ માનવાની ના પાડનાર અને એમની મહત્તાને આટલી મોટી જોઇ ન શકનાર આજના જુવાનીયા પર એ અફસોસ કરી કકળતો ઘેર જાય છે, અને બારણું ઉઘડાવી મેડે ચઢી જાય છે. પણ એ બાપદાદાના સાહસ અને કર્તવ્યપરાયણતા, ધર્માંધતા ના કહી શકાય એવો ધર્મપ્રેમ, વ્યાપારિક શક્તિ, સમાજ પ્રેમ, એ ભૂલ્યો છે. આજે એના ભાઈ પર એને પ્રેમ નથી.

બાર બાર વર્ષના દુકાળ સાચવી લેનાર અમારા જગડુશાઓ ગુજરાતના સામ્રાજ્યને વિજયવંતુ અને વિશાળ બના-

વનાર અને જેની કળા, ભવ્યતા અને સૌંદર્ય હજુયે અજોડ છે એવા દેલવાડાના મંદિરોના સ્રષ્ટા સમા અમારા વસ્તુ-પાળ તેજપાળો, રાજ્યના અન્યાય સામે પડકાર કરી આજથી એક હજાર વર્ષ પર ચંદ્રાવતી નગરી સ્થાપી પ્રજા-સત્તાક રાજ્ય સ્થાપનાર અમારા વિમળમંત્રીઓ, અમારા મુંજાલો, અમારા ઉદયન મંત્રીઓ અને એકવીસ વર્ષની ઉમ્મરે આખા આર્યાવર્તનું ધ્યાન ખેંચી રહેલો અમારો ચાંગો ( કલિકાલ સર્વજ્ઞ હેમચન્દ્ર સૂરીશ્વર ) અમારાં સ્વદેશપ્રેમી, બાર હજાર માણસના લશ્કરને બાર વર્ષ સુધી ચાલે એટલું ધન પોતાના રાજા મહારાણા પ્રતાપસિંહને ચરણે અર્પનાર ભામાશાઓના વારસો આ બધું ભૂલી આજે **બજારના ડોકાનડારો** બની રહ્યા છે. આજે એમના પ્રતાપવંતા વડીલોના પ્રતાપ એમને સમણારૂપ રહ્યા છે.

એને સંસાર સમજે તે પહેલાં પરણવું પડે છે, કમાઇ શકે તે પહેલાં છોકરાનાં બાપ થવાની હોંશ છે. એના શરીરના કાચા બંધારણે એના કુળદીપકો જન્મે છે. અને નાના શહેરમાં ટાંગામાં જોડાતા મરવાની આળસે જીવતા મુડદાલ અને નબળા "ટટવા" જેવા બાળકોનો એને ઘેર

'અવતારે ઉત્પન્ન' થાય છે, અને પછી એની ફોજ વધવા માંડે છે. એથી એની સ્ત્રીના શરીર તુટતા જાય છે, **જણી શકે છે તે પણ દાઇયણ કે ડાકટરના જોરે;** અને જાણે મરણને ઘેરથી મરણને છેતરીને તે પાછી આવતી હોય એવો આનંદ તેને થાય છે.

એના બાળકોને પણ પોળમાં રખડતા રઝળતા જે સંસ્કાર પાડવાના હોય છે તે પડી જાય છે. એની કન્યાને ય પોળમાં કુટતી મા અને બીજી સ્ત્રીઓના જુથ નજરે પડે છે અને એવું એ શીખે છે. ન્યાતમાં જમવા જતી માને પણ છાનોમાનો દુધપાક લોટામાં ભરી લાવતી એ જુએ છે, અને એનું નાનું કોમળ મગજ આ સંસ્કાર સ્વીકારી લે છે.

એની માના મોંની "સ્વસ્તીઓ" સાંભળતી એની ભાભીઓને જુવે છે, અને એ માની દીકરી તરીકેનું અભિમાન એને ઉત્પન્ન થાય છે, અને પછી એ **હુર મેજેસ્ટી ધી નણંદ** બને છે. અને આ મા દીકરી એની લાડીલી વહુ અને હોંશીલી ભાભીનું આશાભર્યું જીવન ખરાબ કરવાના પ્રયત્નોમાં રાચ્યા રહે છે.

એનો બાળક પણ વરઘોડામાં કે લ્હાણી વખતે એક ગલીમાંથી નીકળી બીજી ગલીમાંથી પાછો અંદર જઇ બને તેટલી વધારે વખત "નાળીએર" મેળવવાની કળા આ ઉગતી વયમાં જ શીખી લે છે.

આ બીબાઓમા ઘડાતી નવી પ્રજા એને ઘેર ઉત્પન્ન થાય છે અને એના બળે અમે સંપૂર્ણ સ્વરાજ્ય લઇશું અને માતંગ જેવી બ્રીટીશ સલ્તનતને જેર કરીશું એમાં કશો શક નથી.

ધીમે ધીમે આછા આછા પડતા આ સંસ્કારો એની વધતી વયે વધે છે અને આમ ઘણાં ઉગતા જીવન ડમાતા જાય છે અને આ બીબાનાં ઘડતર રૂપ એની કન્યામાંથી તેર વર્ષની વયે આનંદ અને કલ્લોલ ચાલ્યા જાય છે. તેર વર્ષની બાળા એ આનંદ કરતી ચકલી નથી બનતી. એના હૈયામાં તનમનાટ નથી. એના પગમાં થનથનાટ નથી, એનો કુટુંબ કે સમાજ પ્રેમ પણ બીન કેળવાયેલો અને લગભગ નિર્મૂળ થયેલો જ હોય છે.

લડતા ઝગડતા માબાપ, ગાળો ખાતાં ભાઇ ભાંડુ, વણવાકે રીબાતી ભાભી આ બધુંએ જુએ છે. આ સંસ્કારમાં કયાં કુટુંબ પ્રેમ શીખવાની આશા રાખી શકાય ?

પોળમાં લડતા પાડોશણો સામસામી ગાળો દેતી અને ખાતી એની આધાર અને કેવળી કાકીગો—અને સાત પેઢી ઉખાડી નાખવાની જેની જીભમાં શક્તિ છે એવી નિર્લજ્જ પાડોશણો અને એમાંયે એની મા—આ બધું એના નાના કાને સાંભળે છે અને મોટા થયે એની મોટી જીભે બોલે છે.

આ લડાયક કળા શીખતા આ બાળકોને સરકારી લશ્કરી લડાયક કળા શીખવા જવાની શી જરૂર હોય ?

છેવટે આ તેર વર્ષની બાળા નિર્દોષતા અને આનંદ ભૂલે છે, અને એટલી નાની વયે **આધેડ બની ડોસીઓની જમાતની પ્રમુખ થવાની લાયકાત મેળવે છે.**

એના બાળપણમાં આનંદ નથી, જુવાનીમાં જોબન અને જોસ નથી, વૃદ્ધાવસ્થામાં પ્રતાપ અને ગાંભીર્ય નથી રહેતાં.

એની સ્ત્રીમાંએ હોંશ નથી, જીવનમાં આનંદ નથી. મરણના પરજીઆ અને લગ્નના ફાગ અને દેરા કે મંદિરોના સ્તવન અને ભજનીયા સિવાય એનામાં બીજું સંગીત નથી. રોવા કુટવા સિવાય બીજો રસ નથી. પથરણે બે ચાર બૈરાંને મળી નિંદા કરવી એ સિવાય બીજો આનંદ નથી. છોકરો પરણે વહુ ઘરમાં રૂમઝુમ કરતી ફરે એ સિવાય બીજી હોંશ નથી, અને એ વહુ પરણી ઘેર આવે એટલે

એને વધારેમાં વધારે દુઃખ દેવું અને સાસુપણું સિદ્ધ કરવું એ સિવાય બીજું શૂરાતન નથી.

બધામાં એક ભાવના એની દઢ છે, પૂર્વજન્મના પુણ્યયોગે "મનખા દેહનું ખોળીઉં" પ્રાપ્ત થાય છે. એથી વધારે પુણ્ય હોય તો આ આર્ય દેશમાં જન્મ થાય છે અને તેમાં ય ઘણા ય પુણ્યયોગે આ ગુજરાતમાં જન્માય છે, અને પુણ્ય કરતાં પાછું વળી ના જોયું હોય તો વાણીયાનો અવતાર મળે છે. આ ભાવના જો સ્થાને હોય તો માણસ સર્વ શ્રેષ્ઠ બની શકે. પણ આ ભાવના એ બીજા રૂપે જ સમજે છે. જો આવું અને આટલું શ્રેષ્ઠ અહીં જ હોય તો બ્હાર જવાની શી જરૂર? બ્હાર શીખવાનું ય શું હશે? અને જોવા કમાવાનું ય શું હશે? અને જોઇ કમાઇને શું સાથે આવશે? છેવટે એ આખી પૃથ્વી સાથેનો સબંધ છોડી દઇ એની પોળ, ન્યાત, મહાજન, સંઘ અને એની હવેલી કે અપાસરાથી એની દષ્ટિ આગળ વધતી નથી. જગત આ ક્રાંતિ યુગમાં કંઈ કંઈ પ્રગતિઓ કરી રહ્યું છે. ત્યારે આ બાનુ અને આ ગૃહસ્થ કાકાની ફઇના મામાની છોકરીનો છોકરો મરે ત્યારે મોહનીયું કે ઝીમી પેહેરવી અને લીલી અને ધોળી પાઘડી બાંધવી અને

જો તે બાંધવી તો કયાં સુધી બાંધવી અને લગ્નના જમણ-વારમાં મગજ અને દહીંતરા કરવા કે બરફી અને પુરી કરવી એમાંથી ઉંચા નથી આવતા.

અને પરિણામે એનો વેપાર એના હાથમાંથી સરી જાય છે. એની કળા, બુદ્ધિ અને વેપારે એક નવી જ તૈયાર થએલી વણિક પ્રજામાં વાસ કર્યો છે, અને આ "આપણા વાણીયા" માંથી સરી જતા વેપાર, કળા અને બુદ્ધિએ પોતાનું સ્થાન આ નવી પ્રજાને ત્યાં રાખ્યું છે. હિંદુસ્તાનના એક વખતના મહાન્ વાણીયાનો પુનર્જન્મ આજે ઇંગ્લંડમાં થયો છે અને આ વીસમી સદીનો અંગ્રેજ બન્યો છે, અને **આપણો માજી વાણીયો** હાલમાં આ અંગ્રેજ વેપારી વાણીયાની આડત કરે છે. આ માજી વાણીયાને વેપાર સાથે હમણા લડાઇ ચાલવાથી આડત દલાલી કરે છે.

છતાં ય સરી જતી ગંગા નદીને ખાળતા ભગવાન્ મહાદેવની પેઠે ઘણા ય વાણીયાઓએ ઓગણીસમી અને વીસમીસદી શોભાવી છે, અને આ બે સદીની શોભારૂપ ઘણા ય મનસુખભાઇ ભગુભાઇઓ અને અંબાલાલ સારા-ભાઇઓ કે મંગળદાસ ગીરધરદાસો અને કસ્તુરભાઇ લાલ-

ભાઇઓ વેપારી ક્ષેત્રમાં; સી. વી. મહેતાઓ અને પુરૂષોત્તમદાસ ઠાકોરદાસો રાજકીય ક્ષેત્રમાં; હજુ વાણીયા નામને ઉજળું બનાવી રહ્યા છે. ઘણી ય અનસૂયાઓ મજુર જીવન ઉજળા બનાવવા માતાની ધગશથી કામ કરી રહી છે, અને યુવકોની પ્રેરક શક્તિરૂપ ઘણી ય સરલાદેવીઓ એક માડીજાયી બેનની હોંશથી પ્રેરણા આપી રહી છે.

અને આ બધામાં હજુ સુધી કોઈ પણ યુગમાં નહી પાકેલો, કોઇ પણ સમયે નહિ જોયેલો કે જાણેલો એવો અજોડ અને અદ્વિતીય મહાન્‌માં મહાન્ વાણીયો મહાત્મા ગાંધી એ પણ વીસમી સદીના જ શ્વાસ લે છે.

અને વીસમી સદીના ઉત્સાહભરેલા વાયરા આ નર નારી પર વાયા છે. એના યુવાન અને યુવતીઓમાં રસ આનંદ અને સ્વતન્ત્રતાના અંકુરો ફુટવા માંડયા છે. કાળે કરી આના મોટા વૃક્ષ થશે અને ભવિષ્યના ગર્ભમાં આ નરનારીને પેટે અનેક વસ્તુપાળ તેજપાળો, મુંજાલો, ઉદાઓ જન્મી ફરી એની કોમને કોમ તરીકે અખંડ રાખો ! આ પડતીના યુગમા ગઇ મહત્તાની નાની પણ પ્રતિછાયા રૂપ ઘણા મહાન્ વાણીયાઓ હજુએ પૃથ્વીપર છે, પૃથ્વી હજુ વંધ્યા નથી થઇ . અને ભવિષ્યમાંયે પૃથ્વીના દરેક ક્ષેત્રમાં

વાણીયા નામને ઉજળા અને સાર્થક બનાવતા અનેક નરરત્નો આ નરનારીની કુખે ઉત્પન્ન હો !
( લે. રમણુલાલ લાલભાઇ ) ( ' જૈન–જીવન 'માંથી )



## પરણવા ઇચ્છનાર અને પરણેલને સુશિક્ષા.

પરણવું એટલે સર્જનહાર થવાનું જોખમી કામ માથે લેવાનું છે. ઘડો બનાવવામાં સારી માટી અને આવડત જોઇએ તો મનુષ્ય બનાવવામાં કેટલી સુયોગ્યતા જોઇએ ? જે વિષય ભોગ ખાતર સંયોગ કરી પ્રજા પેદા કરે છે તેની પ્રજા વિષયી ને નમાલી થાય છે. આજે મહા વીરો અને નરરત્નો થોડા થવાનું આ જ કારણ છે. જે સ્ત્રી પુરૂષે પૂર્ણ ઉમર સુધી શુદ્ધ બ્રહ્મચર્ય પાળ્યું છે અને પછી પણ સંતાન રક્ષાની ફરજો સમજતા હોય તેની સંતાન સારી થાય છે.

ક્ષીણ વીર્ય, દુર્બળ રોગી, અલ્પ આયુષી બીકણ કાયર, પુરૂષાર્થહીન, વિષયી અને ઘણે સ્થળે ગુપ્ત કુટેવવાળી પ્રજા થવાનું કારણ–

(૧) પિતાનું વીર્ય અને માતાનું રજ શુદ્ધ અને પુષ્ટ નથી હોતું કારણ પિતા પચ્ચીશ વર્ષ અને માતા સોળ વર્ષ સુધી અખંડ બ્રહ્મચર્ય પાળતા નથી.

(૨) ગર્ભ રહેવાના સમયે દંપતીની ભાવના-વિદ્વાન સદાચારી મહાવીર, સંતાન થવાની નથી હોતી પણ કેવળ વિષયવાસના હોય છે, તેથી પ્રજા વિષયી બને છે.

(૩) ગર્ભકાળમાં અખંડ બ્રહ્મચર્ય ન રાખવાથી સંતાન વિષયી થાય છે કારણ માતાની ને ગર્ભની નાડી એક હોઇ ગર્ભ પણ અપ્રગટ વિષય સેવે છે. માતા હસે તો ગર્ભ હસે, માતા રૂએ તો ગર્ભ રૂએ, માતા દુઃખી તો ગર્ભ દુઃખી, માતા સુખી તો ગર્ભ સુખી, આ ધર્મ શાસ્ત્રોમાં લખ્યું છે જે અપ્રગટ (ગુપ્ત) અવશ્ય થાય છે.

(૪) બાળક ત્રણ વર્ષનું થવા પહેલાં વિષય સેવનથી દુધમાં વિષયી તત્ત્વો મળવાથી અને બીજું સંતાન તરત થવાથી હાનિ થાય છે.

(૫) બાળક સુવે ત્યાં વિષય સેવનથી તેઓ કુટેવ શીખે છે.

(૬) ખરાબ સોબત, ભેગા સુવું, તથા એકાંત રમતથી પણ કુટેવ કોઇને પડે છે.

(૭) ખરાબ વિષયી નોવેલોનું વાંચન, મસાલા ને ખટાઇનો ખોરાક, લગ્ન ને ભોગી જોડાં જોવા તથા તેવુંજ વાતાવરણ ગંદી હવામાં રહેવું પ્રજાને વિષયી અને રોગી બનાવે છે.

(૮) આ બધા દોષો છોડી જે વર્તે છે અને પોતાના બાળકોને અનેક કષ્ટો સહન કરીને પણ લક્ષ્મીનો વારસો આપવાની જીજ્ઞાસા રાખે છે તેમ આરોગ્ય અને સદાચારનો સાચો વારસો જે આપે છે તેજ માબાપ ખરા તીર્થ સ્વરૂપ છે.

(૯) ઉપરના બધા નિયમો પાળી બાળકને રમકડાં ને રમત પણ નૈતિક અને ધાર્મીક સંસ્કાર પડે તેવાં આપે અને સાદાં કપડાં, સાદો સાત્વીક ખોરાક ને સારી સોબતમાં રાખી સાત વર્ષની ઉમરે ગુરૂકૂળોમાં જંગલમાં પચ્ચીશ વર્ષ સુધી સુશિક્ષા આપે તેની સંતાન મહા વીર, ધીર અને મનુષ્ય રત્ન થાય છે.

(૧૦) પશુ પક્ષી સંતાનકાળ સિવાય પ્રાયઃ મૈથુન કરતા નથી જેથી નિરોગી અને પુષ્ટ છે. મનુષ્ય જો પશુ પક્ષીના જેટલી નીતિ પણ ન પાળે તો તેનાથી પણ હલકો કહેવાય છે, એટલે સંતાનકાળ શિવાય દંપતિએ બ્રહ્મચર્ય પાળવું.

(૧૧) દરેક સદ્‌ગુણ સુખ આપે છે પણ પહેલાં જુના ટેવ છોડતાં કષ્ટ દેખાય છે પણ અંતે પરમ સુખ થાય છે માટે ઉપરના બધા સદ્‌ગુણો પ્રાપ્ત કરવા પરમ હિતકારી અને સરળ છે એવું જાણી અંગીકાર કરવા જોઇએ.

સમાપ્ત.

# કાર્યાલયનું સાહિત્ય.



| | | | | |
|---|---|---|---|---|
| ૧ | શ્રી જૈનતત્વ પ્રશ્નોત્તર | ... | ... | ૦-૨-૦ |
| ૨ | ભાવ આનપૂર્વિ | ... | ... | ... |
| ૩ | આદર્શ વિદ્યાર્થીની ભાવના | ... | ... | ૦-૧-૦ |
| ૪ | આદર્શજૈન | ... ... | ... | ૦-૪-૦ |
| ૫ | આત્મદર્શન | ... ... | ... | ૦-૬-૦ |
| ૬ | સંદેશ અને ભાવના | ... | ... | ૦-૬-૦ |
| ×૭ | મહાવીર જીવનરેખા | ... | ... | ૦-૫-૦ |

દરેકનું પો. ખ જુદું.

મળવાનું માત્ર એકજ સ્થળ:

**શ્રી જૈન સસ્તુ સાહિત્ય પ્રચારક કાર્યાલય**

**કલોલ.** ( ઉ. ગુ )

× નિશાનીવાળું પુસ્તક ટૂંક સમયમા બહાર પડશે.

